


PRINTED BY
NARAYANRAO LAXMANRAO AT THE "SHANKER"
PRINTING PRESS, NEAR CHAUTA BRIDGE, SURAT.
&
PUBLISHED BY
BALUBHAI KARSANDAS OF MESSRS. KARSANDAS
NARANDAS & SONS, BOOK-SELLERS &
PUBLISHERS, NANAVAT, SURAT.

गूजरात विद्यापीठ ग्रंथालय
[ गुजराती कॉपीराइट विभाग ]
अनुक्रमांक १४१०० वर्गांक
पुस्तकनुं नाम नेल्सन रीडर नं. १ नो वधारो
विषय भा२१:८४१:१३११:२१५

## Little Pussy.

## ન્હાની બિલાડી.

Love (લવ) ચાહું છું.
Little (લિટલ) ન્હાની.
Pussy (પુસિ) બિલાડી.
Coat (કોટ) વાળની ચામડી.
Warm (વૉર્મ) ગરમ; હુંફાળી.
Don't–Do not.
Hurt (હર્ટ) ઇજા કરવી; દુઃખ દેવું.
She'll=She will.
Harm (હાર્મ) નુકશાન.
She'll do me no harm= તેણી મને ઇજા કરશે નહીં.
So (સો) તેથી કરીને.
I'll=I will.
Pull (પુલ) ખેંચવું.
Tail (ટેઇલ) પૂંછડી.
Nor (નોર) અને નહીં.
Drive (ડ્રાઇવ) હાંકી કાઢવું.
Away (અવે) દૂર.
Very (વેરી) ઘણી.
Gently (જેન્ટ્લિ) ધીમેથી; નરમાશથી.
Will play (વિલ પ્લે) રમીશ.
By my side–મારી બાજુએ.
I will give=હું આપીશ.
Will love=ચ્હાશે.
Because (બીકૉઝ) કારણ કે.
Good (ગૂડ) ભલી.

હું ન્હાની બિલાડીને ચાહું છું, તેની વાળની ચામડી ઘણી ગરમ છે; અને જો હું તેણીને ઇજા કરીશ નહીં, તો તેણી મને ઇજા કરશે નહિં. તેથી હું તેની પૂંછડી ખેંચીશ નહીં; અને તેને હાંકી મૂકીશ નહીં; પણ બિલાડી અને હું ઘણી ધીમેથી રમીશું. તેણી મારી બાજુએ બેસશે, અને હું તેને કેટલોક ખોરાક આપીશ; અને પુસી મને ચ્હાશે, કારણ કે હું ભલી છું.

## My Pussy.

## મ્હારી બિલાડી.

Oh (ઓહ) અરે.
Here (હિયર) અહીંઆં.
Miss Pussy (મિસ પુસી) બિલાડીનું બચ્ચું; બિલાડીબાઇ.
She's=She is.
Is drinking (ઇઝ ડ્રિન્કિંગ) પીએ છે.
Milk (મિલ્ક) દૂધ.
Coat (કોટ) વાળની ચામડી; શરીરનું ઢાંકણું.

Soft (સૉફ્ટ) નરમ.
Glossy (ગ્લૉસિ) ચળકતું.
Silk (સિલ્ક) રેશમ.
Sips (સિપ્સ) ચાટે છે; ચૂસે છે.
Lap–lap (લૅપ લૅપ) જીભ.
Then (ધેન) ત્યાર પછી.
Wiping (ઉવાઇપિંગ) લૂછીને.
Whiskers (ઉવ્હિસ્કર્સ) મૂછના થોભીઆ.
Lies down ( લાઇઝ ડાઉન ) સૂએ છે.
Nap (નૅપ) ઊંઘ.
Kitty (કિટિ) બિલાડીનું બચ્ચું.
Gentle (જેન્ટલ) ગરીબ.
Right well ( રાઈટ વેલ ) બરાબર સારી રીતે; ખરેખરી સારી રીતે.
Funny (ફનિ) રમુજી; ગમતી.
Sure (સ્યૂર) ખાત્રીથી.
I am sure=મારી ખાત્રી છે.
I can't=I cannot.
I can't tell=હું કહી શકતો નથી; મારાથી વર્ણન થતું નથી.
Under (અન્ડર) નીચે.
Sofa (સોફા) કોચ.
Table (ટેબલ) મેજ.
Bo–peep (બોપીપ) નાસો ગાસો, અદુક. સંતાકુકડી.
Able (એબલ) શક્તિવાન.
As well as she is able= જેમ તેનાથી બને તેમ.
Dearly ( ડીઆર્લિ ) પ્યારથી.
Never (નેવર) કદી નહીં.
Did see=જોયાં હોય.
Two (ટુ) બે.
Happier (હૅપીઅર)વધારે સુખી.
Play–mates ( પ્લે મેઇટ્સ ) સાથે રમનારા, સોબતીઓ.
Than (ધૅન) કરતાં.

અરે! આ રહી બિલાડીબાઇ; તેણી પોતાનું દૂધ પીએ છે; તેના શરીરપરનું ઢાંકણ રેશમ જેવું સફેદ ને ચળકતું છે. તેણી પોતાની નાની જીભવતી દૂધ ચાટે છે;ત્યારપછી પોતાની મૂછના થોભીઆં લૂછીને ઊંઘી જાય છે. મારી બિલાડી ગરીબ છે, તેણી મને બરાબર સારી રીતે ચાહે છે. મારી ખાત્રી છે કે હું કહી શકતો નથી, કે તેની રમત કેવી રમુજી છે. હમણા કોચ નીચે, હમણા મેજ નીચે જેમ તેનાથી બને છે તેમ નાસોગાસો રમે છે. અરે, હું તેણીને કેટલા વ્હાલથી ચાહું છું! તમે કિટિ અને મારા કરતાં બે વધારે સુખી સાથે રમનારા કદી જોયા નહીં હશે.

## On Instinct.

### પ્રેરણા બુદ્ધિ વિષે.

Instinct ( ઇનસ્ટિન્ક્ટ ) પ્રેરણા બુદ્ધિ.
Who ( હુ ) કોણે.
Taught (ટૉટ) શીખવ્યું.
To build (બિલ્ડ) બાંધવાને.
Nest (નેસ્ટ) માળો
Wool (ઉવૂલ) ઊન.
Hay (હે) સૂકું ઘાસ.
Moss (મૉસ) લીલ.
To weave (વીવ) વણવાને.
Best (બેસ્ટ) ઉત્તમ રીતે.
Lay (લે) મૂકવી.
Twigs (ટ્વિગ્ઝ) ડાળીઓ.
Across (ઍક્રૉસ) આડીઅવળી.
Busy (બિઝિ) ઉદ્યોગી.
Amongst (ઍમન્ગસ્ટ) માં.
Sweetest (સ્વીટેસ્ટ) સૌથી મીઠાં.
Flowers (ફ્લાવર્સ) ફુલો.
Lay by (લે બાય) ભરી રાખવું.
Store (સ્ટોર) જથ્થો.
Honey (હની) મધ.
Winter (ઉવિન્ટર) શિયાળો.
Hours (અવર્સ) કલાકો; દિવસો.
And lay her .......... hours=અને શિયાળાના દિવસમા ખાવાને મધનો જથ્થો ભરી રાખવાને.
Ants (ઍન્ટ્સ) કીડીઓ.
Way (ઉવે) રીત
Their (ધૅર) તેઓના.
Narrow (નૅરો) સાંકડી.
Holes (હોલ્સ) બાકાં; દર.
To bore (ટુ બોર) કાણું પાડવું.
Through (થ્રુ) માંથી.
Pleasant (પ્લેઝન્ટ) ખુશનુમા.
Summer (સમર) ઉનાળો.
To gather up (ટુ ગૅધર અપ) એકઠું કરવું.
Who taught the little ants the way their narrow holes to bore and through the pleasant summer day to-gather up their store =નાની કીડીઓને તેઓના સાંકડાં દર પાડવાને અને ઉનાળાના ખુશનુમા દિવસમાં તેઓનો ભંડાર ભરવાને કોણે શીખવ્યું ?
't was=It was.
Taught (ટૉટ) શીખવ્યું.
Skill (સ્કિલ) બુદ્ધિ.

Teaches (ટીચીઝ) શિખવે છે.
Children (ચિલ્ડ્રન) છોકરાંઓ.
Pray (પ્રે) પ્રાર્થના કરે છે.
To do=બજાવવાને.
Holy (હોલિ) પવિત્ર.
Will (વિલ) મરજી; ઇચ્છા.

ઉન અને સૂકું ઘાસ, અને લીલનો પોતાનો માળો બાંધવાનું પક્ષીને કોણે શીખવ્યું ? તે ઉત્તમ રીતે વણવાને અને ડાળીઓ આડીઅવળી મૂકવાને તેને કોણે શીખવ્યું ? સૌથી મીઠાં ફૂલોમાં ઉદ્યોગી મધમાખોને ઊડવાનું અને શિયાળાના કલાકોમાં (એટલે શિયાળાના દિવસમાં) ખાવાને મધનો જથ્થો ભરી રાખવાને તેને કોણે શીખવ્યું ? નાની કીડીઓને તેઓનાં સાંકડાં દર પાડવાને અને ઊનાળાના ખુશનુમા દિવસમાં તેઓનો ભંડાર ભરી રાખવાને કોણે શીખવ્યું ? તે પરમેશ્વર હતો જેણે તેમને સઘળી રીત શીખવી અને તેઓને થોડી બુદ્ધિ આપી; અને જ્યારે તેઓ પ્રાર્થના કરે છે ત્યારે તેની પવિત્ર મરજી બજાવવાને (ઇચ્છા પ્રમાણે વર્તવાનું) તેઓ બાળકોને શીખવે છે.

**I will not hurt my Little Dog.**

**હું મારા નાના કૂતરાને ઇજા કરીશ નહિ.**

Stroke (સ્ટ્રોક) પંપાળવું, હાથ ફેરવવો.
Pat (પૅટ) થાબડવું, ધીમેથી મારવું.
(to) wag (વૅગ) હલાવવું.
Tail (ટેઇલ) પૂંછડી.
Fed (ફેડ) ખવડાવેલો.
Thing (થિંગ) ચીજ.
Very (વેરી) ઘણી.
Useful (યુસફુલ) ઉપયોગી.
Too=વળી.
Don't=Do not.
Don't you know = તમે જાણતા નથી ? ધ્યાન આપશે.
Will mind (વિલ માઇન્ડ)
What=જે–તે.
Is bid (બિડ) ફરમાવવામાં આવે છે.
Never (નેવર) કદી નહીં.
Nor (નોર) અને નહિ.
Ever (એવર) કદી.
Treat (ટ્રીટ) વર્તવું.
Kindly (કાઇન્ડલિ) માયાળુ.
Every day (એવરી ડે) હરરોજ.
He'll=He will.
Again (અગેન) ફરીથી.

હું મારા નાના કૂતરાને ઇજા કરીશ નહીં, પણ પંપાળીશ અને તેના માથા ઉપર હાથ ફેરવીશ. મને તેને તેની પૂંછડી હલાવતો જોવાનું ગમે છે, અને તેને ખવડાવેલો જોવાને ગમે છે! તે ગરીબ નાનું પ્રાણી, કેટલું બધું ભલું, અને વળી કેટલું બધું ઉપયોગી છે! કારણ કે તમે જાણતા નથી કે તેને જે ફરમાવવામાં આવે છે તેના ઉપર તે ધ્યાન આપશે? ત્યારે મારા કૂતરાને હું કદી ઇજા કરીશ નહીં, કે દુઃખ દઇશ નહિ; પણ હરરોજ તેની સાથે માયાથી વર્તીશ અને તે ફરીથી મને ચ્હાશે.

**One thing at a time.**
**એકી વખતે, એકેકી ચીજ.**

At a time=એકી વખતે.
Work (વર્ક) કામ કરો.
While (હ્વાઇલ) જ્યારે.
Play (પ્લે) રમો.
Way (વે) રીત.
All that you do=તમે જે સઘળું કરો તે.
Cheerful (ચીઅરફુલ) આનંદી.
Gay (ગે) ખુશ, આનંદી.
Might (માઇટ) જોર, બળ.
Things (થિંગ્ઝ) ચીજો.
Done (ડન) કીધેલી; કરેલી.
Halves (હાવ્ઝ) અડધી.
Are never done=કદી થતી નથી.
Right (રાઇટ) બરાબર.

Things done by halves are never done right=અડધી કરેલી ચીજો કદી બરાબર થતી નથી.
Done well=સારી રીતે કીધેલી.
Very good (વેરી ગૂડ) ઘણો સારો.
Rule (રૂલ) કાયદો; નિયમ.
Many (મૅની) ઘણા લોક.
Can tell (કૅન ટેલ) કહી શકશે.
One......tell=ઘણા લોક કહી શકશે કે એ એક સારો કાયદો છે કે એક કામ એકી વખતે કરવું અને તે સારી રીતે કરવું.
Moments (મોમેન્ટ્સ) પળો.
Useless (યૂસલેસ) નિરુપયોગી.
Trifled away (ટ્રાઇફલ્ડ અવે) નકામી કાઢેલી, ગુમાવેલી.

કામ કરો ત્યારે કામ કરો, રમો ત્યારે રમો, તે આનંદી અને ખુશ રહેવાની રીત છે. તમે જે સઘળું કરો તે તમારા બળથી કરો. અડધી

કરેલી ચીજો કદી બરાબર થતી નથી. ઘણા લોકો કહી શકશે એ એક સારો કાયદો છે કે એક કામ એકી વખતે કરવું અને તે સારી રીતે કરવું. પળો નકામી ગુમાવેલી નિરુપયોગી છે, તેથી કામ કરો ત્યારે કામ કરો, ને રમો ત્યારે રમો.

### Mice. ઊંદરો.

Merry (મેરિ) આનંદી; રંગીલા; ખૂશ.

Mice (માઇસ) ઊંદરો. [Sing. માઉસ.

Stay (સ્ટે) રહે છે.

Holes (હોલ્સ) દરો.

Hide (હાઇડ) સંતાઇ રહે છે.

Themselves (ધેમસેલ્વ્ઝ) તેઓની જાતે.

By day=દિવસે.

House (હાઉસ) ઘર.

Still (સ્ટિલ) શાંત.

The house is still at night રાત્રે ઘરમાં શાંત હોય છે.

Rogues ( રોગ્ઝ ) લુચ્ચાઓ.

Climb (ક્લાઇમ્બ) ચઢે છે.

Upon ( અપૉન ) ઉપર.

Pantry (પૅન્ટ્રી) ખોરાક ભરી રાખવાનો ઓરડો.

Shelf ( શેલ્ફ) છાજલી.

Taste (ટેસ્ટ) સ્વાદ લેવો; ચાખે છે.

Please (પ્લીઝ) ઇચ્છે છે.

Drink (ડ્રિન્ક) પીએ છે.

Milk (મિલ્ક) દૂધ.

That (ધૅટ) જે.

Is set (ઇઝ સેટ) મૂકેલું હોય છે.

Cream (ક્રીમ) ગલાઇ.

Nibble (નિબલ) કરડી ખાય છે.

Bread (બ્રેડ) રોટલી.

Cheese (ચીઝ) પનીર.

Chance (ચાન્સ) બની આવે.

Their ( ધૅર ) તેઓની.

Feast (ફીસ્ટ) મિજબાની.

Will be done ( ઉવિલ બી ડન) અંત આવશે; પૂરી થશે.

Their feast will soon be done (ધૅર ફીસ્ટ ઉવિલ સુન બી ડન) તેઓની મિજબાનીનો જલદીથી અંત આવશે.

Scamper off ( સ્કૅમ્પર ઑફ ) ઉતાવળથી નાસી જાય છે.

To hide (ટુ હાઇડ) સંતાવવાને.

Them-selves ( ધેમસેલ્વ્ઝ ) પોતાની જાતે.

As fast as (ઍઝ ફાસ્ટ ઍઝ) જેમ બને તેટલી ઝડપથી.

Can run=દોડી શકે છે.

આનંદી ઊંદરો પોતાનાં દરોમાં રહે છે, અને દિવસે પોતે સંતાઇ જાય છે. પણ રાત્રે જ્યારે ઘર શાન્તિમાં હોય છે ત્યારે તે લુચ્ચાઓ રમવાને બ્હાર આવે છે. તેઓ ખોરાક ભરી રાખેલી છાજલી ઉપર ચઢે છે; અને પોતાને જે સઘળું ભાવે તે ચાખે છે. મલાઇને માટે જે દૂધ મૂકેલું હોય છે તે તેઓ પીએ છે; અને રોટલા અને પનીર કરડી ખાય છે; પણ જો તેઓ ભોગેજોગે બિલાડીનો અવાજ સાંભળે છે, તો તેઓની મિજબાનીનો જલદીથી અંત આવે છે; તેઓ સંતાઈ જવાને પોતાનાથી બને તેટલી ઝડપથી નાસી જાય છે.

## What the clock says.

### ઘડીઆળ શું કહે છે.

Clock (કલૉક) ઘડીઆળ.
Says (સેઝ) કહે છે.
Tick (ટિક) ઘડિયાળનો ટકોરો; ટિકટિક.
What (હ્વૉટ) જે–તે.
Have to do ( હૅવ ટુ ડુ ) કરવાનું હોય; કરવાનું છે.
Do quick (ડુ ક્વિક) ઝડપથી કરો.
What......quick=તમારે જે કરવાનું હોય તે જલદીથી કરો.
Is gliding ( ઇઝ ગ્લાઇડિંગ ) જતો રહે છે; વહી જાય છે.
Fast ( ફાસ્ટ ) ઝડપથી.
Let us act=ચાલો આપણે કામ કરીએ.
Act (ઍક્ટ) કામ કરવું.
To day=આજે.
Lesson (લેસન) પાઠ.
Would get (હ્વુડ ગેટ) મળે; મેળવો.
Now (નાઉ) હમણાં.
Fret (ફ્રેટ) ગુસ્સે થવું, રીસ કરવી.
Alone (ઍલોન) માત્ર.
Hearty ( હાર્ટિ ) દીલોજાન.
Fun (ફન) રમુજ.
Which (હ્વિચ) જે.
After (આફ્ટર) પછી.
Is done (ઇઝ ડન) પૂરું થયું છે.
Mother (મધર) મા.
Obey (ઓબે) તાબે થાઓ.
Loiter (લૉઇટર) ભટકવું.
Stay (સ્ટે) ઉભા રહેવું.
Wait (હ્વેઇટ) રાહ જોવી.
Another (અનધર) બીજી.

ઘડીઆળ કહે છે, ટિક ટિક ટિક! તમરે જે કરવાનું હોય તે જલદીથી કરો, વખત જલદીથી વહી જાય છે. ચાલો આપણે કરીએ અને આજેજ કરીએ. જો તમને તમારો પાઠ કરવાનો આપ્યો હોય તો તે હમણાં કરો અને ચીડાતા નહિ. કામ થઇ રહ્યા પછી જે આનંદ થાય છે તેજ ખરો છે. જ્યારે તમારી મા કહે કે, આજ્ઞા પાળો, ત્યારે ભટકતા નહિ, કે થોભતા નહિ. એક પળનો પણ વિલંબ કર્યા વગર, જે તમારે કરવાનું હોય તે જલદી કરો.

## God is in Heaven.

## ઇશ્વર સ્વર્ગમાં છે.

God (ગૉડ) પરમેશ્વર.
Heaven (હેવન) સ્વર્ગ.
Wrong (રૉન્ગ) ખોટું કામ.
All day and all night long=આખો દિવસ અને રાત.
Would know=જાણે; જાણશે.
Should tell a lie (શુડ ટેલ એ લાઇ) જો જુઠું બોલું.
Spoken (સ્પોકન) બોલાયું.
Low (લો) ધીમેથી.
He'd=He would [માનવાને.
To thank (ટુ થૅન્ક) આભાર
Care (કૅર) સંભાળ.
And can I go...care=અને તેની સંભાળ માટે હું તેનો આભાર માનવાને જઇ શકું.
Not yet (નૉટ યટ) હમણાં નહીં; હજુ સુધી નહીં.
Below (બિલો) નીચે; હેઠળ.
Shalt praise (શૅલ્ટ પ્રેઇઝ) વખાણ કરશે.

ઇશ્વર સ્વર્ગમાં છે; અને જ્યારે હું ખોટું કરૂં છું ત્યારે તે જોઇ શકે છે? હા, છોકરા તે જોઇ શકે છે; તે આખો દિવસ ને આખી રાત તમારી તપાસ રાખે છે. પરમેશ્વર સ્વર્ગમાં છે, અને જુઠું બોલું તો તે પણ આકાશમાંથી સાંભળે છે? હા, છોકરા; જો માત્ર ધીમેથી બોલું તો તે આકાશમાંથી સાંભળે. પરમેશ્વર સ્વર્ગમાં છે અને તેની સંભાળ માટે હું તેનો આભાર માનવાને જઇ શકું? હમણા નહિ, પણ તેને પૃથ્વી ઉપર ચાહતો થા અને પછી ત્યાં તેના વખાણ કરશે.

## Do Justly.

## વાજબી રીતે કરો.

Justly (જસ્ટ્લિ) વાજબી રીતે.
Kindness (કાઇન્ડનેસ) માયા.

Love (લવ) પ્યાર; પ્રેમ.
Owe (ઓ) દેવું હોવું.
I owe=હું દેવાદાર છું.
Kindness and love to all I owe (કાઇન્ડનેસ એન્ડ લવ, ટુ ઑાલ આઇ ઓ) સઘળા ઉપર પ્યાર અને માયા બતાવવી એ મારો ધર્મ છે; મારે સઘળા ઉપર મેહેરબાની અને પ્યાર રાખવો જોઇએ.
Other (અધર) બીજું.
Debt (ડેટ) કરજ. દેવું.
Does allow (ડઝ એલાઉ) દે છે. પરવાનગી આપે છે.
Then (ધેન) ત્યારે.
Must pay (મસ્ટ પે) આપવું જોઇએ
Every body=દરેક જણ.
Borrow (બૉરો) ઉછીનું લેવું.
Buy (બાય) ખરીદ કરવું.
Again (અગેન) ફરીથી.
Will try (ઉવિલ ટ્રાઇ) યત્ન કરીશ.
Own (ઓન) પોતાનાં.
Law (લૉ) કાયદો.
By his own law=તેના નિયમાનુસાર.
Ways (વેઝ) રીતો.
May serve (મે સર્વ) સેવા કરૂં.
All my days=મારી આખી જીંદગી સુધી.
Always (ઑાલવેઝ) હંમેશાં.
Honest (ઑાનેસ્ટ) પ્રમાણિક.
Just (જસ્ટ) વાજબી; ન્યાયી.
True (ટ્રુ) સાચું.
What I have said (સેડ) જે મેં કહ્યું છે તે.
Take care (ટેઇક કેર) સંભાળ લેવી.
And what I have said ...to do=અને મેં જે કહ્યું છે તે કરવાની કળજી રાખું.

માયા અને પ્રેમનો હું બધાનો દેવાદાર છું. પરમેશ્વર એ સિવાય બીજું કોઇપણ દેવું કરવાની રજા આપતો નથી. ત્યારે દરેક જણને દરરોજ મારે મહેરબાની અને પ્યાર બતાવવાં જોઇએ. અને જ્યારે હું કોઇ વસ્તુ ઉછીની લઉં કે ખરીદ કરૂં ત્યારે તેને ફરીથી મારે પાછી આપવી જોઇએ, કારણ કે પરમેશ્વર તેના નિયમાનુસાર મારાં કૃત્ય તથા રીતભાતનો નિર્ણય કરશે. અરે, મારી આખી જીંદગી સુધી હું તેની સેવા કરૂં. હંમેશાં પ્રમાણિક ન્યાયી અને સાચો થાઉં, અને મેં જે કહ્યું છે તે કરવાની કાળજી રાખું તો કેવું સારૂં !

## The child and the bird.

છોકરૂં અને પક્ષી.

Child (ચાઇલ્ડ) છોકરૂં.
Little bird=નાનું પક્ષી.
Come to me=મારી પાસે આવ.
I have-મારી પાસે છે.
Clean (ક્લીન) સ્વચ્છ; સાફ.
Cage (કેઇજ) પાંજરૂં.
All ready=સઘળું-બધું તૈયાર.
Many (મૅનિ) ઘણા.
Bright (બ્રાઇટ) ચકચકીત
Flowers (ફ્લાવર્સ) ફૂલો.
I'll (આઇલ) I will.
Fresh (ફ્રેશ) તાજાં.
Ripe (રાઇપ) પાકાં.
Cherries(ચેરીઝ)એક જાતનાં ફળ.
Wet (વેટ) ભીંજાએલાં.
Dew (ડ્યુ) ઝાકળ.
All wet with dew-સઘળાં ઝાકળથી ભીંજાએલાં.
Thanks (થૅન્ક્સ) હું તારો ઉપકાર માનું છું.
Maiden (મેઇડન) કુમારિકા.
Thy (ધાય) તારી.
For all thy care-તારી સઘળી સંભાળ સારૂ
Dearly (ડીઅર્લિ) પ્યારથી.
Love (લવ) ચાહું છું.
I dearly love-હું પ્યારથી ચાહું છું.
Clear (ક્લીઅર) સાફ; ખુલ્લી.
Cool (કૂલ) થંડી.
Snug (સ્નગ) સગવડ ભરેલો.
Old (ઓલ્ડ) જુનો.
Oak tree (ઓક ટ્રી) ઓક જાતનું ઝાડ.
Better (બેટર) વધારે સારૂં.
Than (ધૅન) કરતાં.
Golden (ગોલ્ડન) સોનાનું.
Where wilt thou go-તું ક્યાં [જશે?
Fields (ફિલ્ડ્ઝ) ખેતરો.
Are buried (આર બેરિડ) ઢંકાઇ જાય છે. [જશે]
Snow (સ્નો) બરફ.
When all the fields will be buried in snow-જ્યારે સઘળાં ખેતરો બરફમાં ઢંકાઇ જશે.
Ice (આઇસ) બરફ.
Will cover (કવર) ઢાંકી દેશે.
Stay (સ્ટે) સાથે રહે.
Stay with me-મારી સાથે રહે.
Nay (ને) અને નહીં.

Fly (ફ્લાય) ઊડવું.
Greener (ગ્રીનર) વધારે લીલો.
Warmer (ઉવૉર્મર) વધારે ગરમ.
Spring (સ્પ્રિન્ગ) વસંત ઋતુ.
Comes back-પાછી આવે છે.
Cheerful (ચીઅરફુલ) ખુશનુમા; આનંદકારક
Rain (રેઇન) વરસાદ.
Joyful (જૉયફુલ) ખુશી ભરેલું.
Song (સૉન્ગ) ગીત.
You will hear again-તમે ફરીથી સાંભળશો.
Guide (ગાઇડ) રસ્તો દેખાડવો; દોરવી જવું.
Who will guide thee-તને રસ્તો કોણ બતાવશે?
Over (ઓવર) ઉપર થઇને.
Hills (હિલ્સ) ટેકરીઓ.
Over the hills and over the sea-ટેકરીઓ અને દરિઆ ઉપર થઇને. [પક્ષી.
Foolish one (ફૂલિશ વન) મૂર્ખ
Come with me to stay= મારી સાથે રહેવાને ચાલ.
If you don't-જો તું નહિ આવશે તો.
I am sure-મારી ખાતરી છે; હું ખાતરીથી કહું છું.
Lose (લુઝ) ખોવું.
You will lose your way-તું તારો રસ્તો ખોશે, તું ભુલું [પડીશ.
Ah (આહ) અરે.
Free (ફ્રી) છૂટો; સ્વતંત્ર.
He made me free-તેણે મને છુટાપણું બક્ષેલું છે.
As morning air-સહવારની હવાની માફક.
To drink (ડ્રિન્ક) ભોગવવાને.
Sunshine (સનશાઇન) તડકો.
Everywhere-બધી જગાએ.
To drink the sunshine everywhere-બધી જગાએ તડકો ભોગવવા માટે.
Winter (ઉવિન્ટર) શિયાળો.

## બાળક અને પક્ષી.

નાના પક્ષી, નાના પક્ષી, મારી પાસે આવ! મારી પાસે તારે માટે તૈયાર રાખેલું એક સ્વચ્છ પાંજરૂં છે. ઘણા ચકચકીત ફૂલો અને તાજાં પાકાં તદ્દન ઝાકળથી ભીંજાઇ ગયેલાં ચેરી ફળો હું તારે

વાસ્તે લાવીશ. "નાની, કુમારિકા, તારી સઘળી સંભાળ માટે હું તારો ઉપકાર માનું છું, પણ હું સાફ ઠંડી હવાને પ્યારથી ચાહું છું; અને જુના એક ઝાડમાં મારો સગવડભરેલો નાનો માળો મારે સારૂ સોનાના પાંજરા કરતાં વધારે સારો છે." નાના પક્ષી, નાના પક્ષી, જ્યારે સઘળાં ખેતરો બરફમાં ઢંકાઇ જશે ત્યારે તું કયાં જશે? બરફ જુના એક ઝાડને ઢાંકી નાંખશે. નાના પક્ષી, નાના પક્ષી, મારી સાથે રહે.

"નાની કુમારિકા, નહી. હું વધારે લીલા ખેતરો અને વધારે ગરમ દેશમાં ઉડી જઇશ; જ્યારે વસંત ઋતુ ખુશનુમા વરસાદ સહિત ફરીથી બેસશે ત્યારે મારૂં ખુશીભરેલું ગીત તમે ફરીથી સાંભળશો."

નાના પક્ષી, નાના પક્ષી, ટેકરીઓ અને દરિયા ઉપર થઇને તને કોણ રસ્તો બતાવશે? મૂર્ખ પક્ષી મારી સાથે રહેવાને ચાલ; જો તું નહીં આવશે, તો મારી ખાતરી છે કે તું ભુલું પડીશ.

"અરે, ના; નાની કુમારિકા! ઇશ્વર ટેકરીઓ અને દરિયા ઉપર થઇને રસ્તો મને બતાવે છે. તેણે મને બધી જગાએ તડકો ભોગવવા માટે સહવારની હવાની માફક છુટાપણું બક્ષેલું છે.

## Early Rising.

વહેલાં ઉઠવું તે.

Early (અર્લિ) વહેલું.
Rising (રાઇઝિંગ) ઉઠવું તે.
Get up (ગેટ અપ) ઉઠ.
Little sister—ન્હાની બેન.
Morning (મોર્નિંગ) સ્હવાર.
Are singing—ગાય છે.
To welcome ( ટુ વેલકમ ) મુબારકબાદી આપવાને, આવકાર આપવાને.
Light (લાઇટ) પ્રકાશ; અજવાળું.
Buds (બડ્ઝ) કળીઓ.
Are opening (આર ઓપનિંગ) ખીલે છે.
Dew's=Dew is (ડ્યુ) ઝાકળછે.
Flower (ફ્લાવર) ફૂલ.
Shake (શેઇક) હલાવો.
But (બટ) માત્ર.
If you shake but a branch—જો તમે માત્ર એક ડાળી હલાવો તો.
Quite (ક્વાઇટ) ખરેખર.
Shower (શાવર) ઝાપટું.

By the side of—ની બાજુએ.
Mothers (મધર્સ) મા.
Under (અન્ડર) નીચે.
Lambs (લૅમ્બ્ઝ) મેંઢાના બચ્ચાં.
Are skipping (સ્કિપિંગ) કૂદે છે.
About (ઍબાઉટ) આમતેમ.
As they please—તેઓની મરજીમાં આવે તેમ.
Rings (રિન્ગ્ઝ) કુંડાળાં.
I know—મને માલમ પડે છે; હું ધારૂં છું.
Fishes (ફિશીઝ) માછલાં.
Merrily (મેરિલિ) ખુશીથી.
Are swimming (આર સ્વિમિંગ) તરે છે.
Below (બીલો) નીચે.
Dare say (ડેર સે) હિંમતથી કહું છું.
Has been long on the wing—લાંબો વખત થયાં ઊડવા માંડ્યું. છે.
Honey (હની) મધ.
Spring (સ્પ્રિંગ) વસંત ઋતુ.
Idles (આઇડલ્સ) આળસ કરે છે, આળસમાં વખત ગુમાવે છે.
Labours (લેબર્સ) મહેનત કરે છે.
Thinking—ગણીને ધારીને.

Wise (વાઇઝ) ડાહ્યું.
Insect (ઇન્સેક્ટ) પ્રાણી; જીવડું.
Play (પ્લે) રમત.
Thinking......play (ડાહ્યું નાનું પ્રાણી) રમત કરતાં કામને વધારે સારૂં ગણીને.
Lark (લાર્ક) ચંડોળ પક્ષી.
Is singing—ગાય છે.
Gaily (ગેઇલી) ખુશીથી.
Rejoices (રીજોઇસીઝ) ખુશ થાય છે
Gay (ગે) આનંદી.
Has begun—શરૂ થઇ છે;બેઠી છે.
Cheerful (ચીઅરફુલ) ખુશકારક.
I think't would be wrong—હું ધારૂં છું કે તે ખોટું થશે.
Feel (ફીલ) માનવું.
Happy (હૅપિ) સુખી.
If we did not feel happy—જો આપણે ખુશ નહીં થઇએ તો.
Song (સૉન્ગ) ગીત.
Things (થિન્ગ્ઝ) ચીજો.
Merry (મેરિ) આનંદી.
Glad (ગ્લૅડ) ખુશીથી ભરેલી.
Children (ચિલ્ડ્રન) છોકરાં.
Should never be—કદી થવું નહીં જોઇએ.

**Lazy** (લેઝિ) આળસુ.
**Sad** (સૅડ) ઉદાસ; દિલગીર.
**Day-light** (ડે લાઇટ) દિવસનું અજવાળું.
**Dear sister**—વહાલી બ્હેન.
**That** (ધૅટ) જેથી કરીને.
**May rejoice**—ખુશી થઇએ.
**Bee** (બી) મધમાખ.

## વહેલા ઊઠવા વિષે.

ન્હાની બેન, ઉઠ, સ્હવાર રોશનીવાળી છે (એટલે દહાડો ઉગ્યો છે) અને સઘળાં પક્ષીઓ અજવાળાને આવકાર આપવાને ગાય છે. સઘળી કળીઓ ખીલી છે, ફુલ ઉપર ઝાકળ છે. જો તમે એક પણ ડાંખળી હલાવશો તો એક આખું ઝાપટું તુટી પડશે. તેઓની માની બાજુએ ઝાડ નીચે જુઓ, કેવાં મેંઢાંનાં બચ્ચાં તેઓની ખુશી પડે તેમ આમતેમ કુદે છે! અને પાણી ઉપર આ સઘળા કુંડાળાંથી મને માલમ પડે છે કે માછલીઓ ખુશીથી નીચે તરે છે. હું હિંમતથી કહું છું. કે મધમાખે લાંબો વખત થયાં વસંત ઋતુના દરેક ફૂલમાંથી મધ મેળવવાને ઊડવા માંડયું છે. મધમાખ કદી આળસ કરતી નથી. તે ડાહ્યું નાનું પ્રાણી રમત કરતાં કામને વધારે સારૂ ગણીને આખો દહાડો કામ કરે છે. ચંડોળ પક્ષી ખુશીથી ગાય છે. તે ચકચકીત સૂર્યને ચાહે છે અને ખુશ થાય છે કારણ કે આનંદી વસંતઋતુ શરૂ થઇ છે. કારણ કે વસંતઋતુ એટલી આનંદકારક છે કે હું ધારૂં છું કે જો આપણે ચંડોળ પક્ષીનું ગીત સાંભળીને ખુશ ન થઇએ તો તે ખોટું થશે. ઊઠ, કારણ કે જ્યારે સઘળી ચીજો ખુશીભરેલી અને આનંદી છે ત્યારે સારાં છોકરાઓએ કદી પણ આળસુ અથવા ઉદાસ થવું નહીં જોઇએ, કારણકે વ્હાલી બેન, ઇશ્વર આપણને સુરજની રોશની આપે છે; જેથી કરીને આપણે ચંડોળ પક્ષીના માફક ખુશ થઇએ અને મધમાખની માફક કામ કરીએ.

**The Bee.** મધમાખ.
**Love** (લવ) ચાહું છું.
**Busy** (બીઝિ) ઉદ્યોગી.
**To watch** (ટુ વૉચ) તપાસવાને.
**Hot** (હૉટ) ગરમ.
**Linger** (લિન્ગર) રખડવું.

They linger not–તેઓ પોતાનો વખત ખોતા નથી.

Alive (ઍલાઇવ) ચાલાક.

Mid (મિડ) માં.

Summer (સમર) ઉનાળો.

Heat (હીટ) તાપ.

While it may–જ્યારે પોતાનાથી બને છે ત્યારે.

Tiny (ટાઇનિ) નાનાં

Drops (ડ્રૉપ્સ) ટીપાં.

Never stops–થોભતી નથી.

To waste (વેઇસ્ટ) ગાળવાને, ગુમાવવાને.

Play (પ્લે) રમત.

To waste its time in play–પોતાનો વખત રમતમાં ગુમાવવાને.

I hear it come= I hear it (to) come–હું તેને આવતી સાંભળું છું.

Hum (હમ) ગણગણાટ.

Store (સ્ટોર) ખજાનો.

Adds (ઍડ્ઝ) ઉમેરે છે.

It adds, each day and hour–તે દરરોજ અને દરેક કલાકે (કંઇક વધારે પોતાના ખજાનામાં ઉમેરે છે.

Just so (જસ્ટ સો)એવીજ રીતે.

Apply (ઍપ્લાઇ) લગાડવું, ધ્યાન આપવું.

Should I my heart apply–મારે મારૂં દિલ લગાડવું જોઇએ.

Proper (પ્રૉપર) યોગ્ય; બરોબર.

To mind (માઇન્ડ) ની પર ધ્યાન આપવું.

To mind my proper work–મારા યોગ્ય કામ ઉપર ધ્યાન આપવું.

Look for–શોધો.

Look for some sweet in all I meet–જે સઘળું મને મળે તેમાંથી મારે કોઇ પણ મીઠી ચીજ શોધવી જોઇએ.

To store up–એકઠું કરી રાખવું.

And store up all I find અને જે સઘળું મને મળે તે એકઠું કરવું જોઇએ.

Skill (સ્કિલ) ચાલાકી; બુધિ.

Will (વિલ) મરજી; ઇચ્છા.

With good will–ખરી મરજીથી.

Attend (ઍટેન્ડ)–ની પર ધ્યાન આપે છે.

Attend to their work–પોતાના કામ ઉપર ધ્યાન આપે છે

Cell (સેલ) બાંકું, કોટલું.

Is shaped (શેઇપ્ડ) આકાર કરવામાં આવેલો છે.
None (નન) કોઇ નહિ.
Can mend (મેન્ડ) સુધારી શકે.
Now in, now out, they move—ઘડીકમાં તેઓ અંદર જાય છે, ને ઘડીકમાં તેઓ બ્હાર આવે છે.
Order (ઓર્ડર) નિયમ.
True (ટ્રુ) બરોબર.
All in true order—સઘળા એકજ સરખી રીતે.
Each seems to know both where...to do—ક્યાં જવાનું છે તે અને પોતાને શું કરવાનું છે તે બંને ચીજ દરેક જણ જાણતું હોય એમ દેખાય છે.

હું ઉદ્યોગી મધમાખને જોવાને ચાહું છું, મને મધપૂડો તપાસવાનું ગમે છે. જ્યારે સુરજનો સખત તડકો પડે છે ત્યારે તેઓ પોતાનો વખત ખોતા નથી. ઉનાળાની ગરમીમાં જ્યારે પોતાનાથી બની શકે ત્યારે ટીપે ટીપે મીઠું મધ એકઠું કરે છે; અને પોતાનો વખત રમતમાં ગુમાવવાને કદીપણ થોભતી નથી. હું તેને આવતી સાંભળું છું. હું તેનો ગણગણનો અવાજ ઓળખું છું. તે દરરોજ અને દરેક કલાકે પોતાના ખજાનામાં થોડોક ઉમેરો કરે છે. એવીજ રીતે મારા કામ ઉપર બરોબર લક્ષ આપવાને મારે મારું દિલ લગાડવું જોઇએ. જે સઘળું મને મળે તેમાંથી મારે કોઇ પણ મીઠી ચીજ શોધવી જોઇએ અને જે સઘળું મને મળી આવે તે એકઠું કરવું જોઇએ. ઈશ્વરે તેઓને બુદ્ધિ બક્ષી છે અને ખરી મરજીથી તેઓ પોતાના કામ ઉપર ધ્યાન આપે છે. દરેક નાના કોટલાનો એવો તો આકાર આપેલો છે કે તેઓના કોઇને કાંઇ સુધારી શકે નહીં. ઘડીકમાં અંદર, ને ઘડીકમાં બહાર, તેઓ આસપાસ ફરે છે, તે પણ સઘળા એકજ રીતે; તેને ક્યાં જવાનું અને શું કામ કરવાનું છે તે એક (વાત) દરેક માખી જાણતી હોય એમ દેખાય છે.

**The Wasp and the Bee**=ભમરો અને મધમાખ

Wasp (ઉવૅાસ્પ) ભમરો.
Met (મેટ) મળ્યો.
Was buzzing by (બઝિન્ગ) પાસેથી ગણગણ કરતી હતી.

**Cousin** (કઝિન) પિત્રાઇ ભાઇ.
**Can you tell me**=તમે મને કહી શકશો ?
**So much better**=આટલાં બધાં વધારે.
**Are loved**=ચહાય છે.
**People** (પીપલ) લોકો.
**Back** (બૅક) પીઠ.
**Shines** (શાઇન્સ) પ્રકાશે છે.
**Bright** (બ્રાઇટ) પ્રકાશિત.
**Yellow** (યલો) પીળી.
**Most**=ઘણોજ.
**Shape** (શેઇપ) આકૃતિ.
**Elegant** (એલીગન્ટ) સુંદર; ખુબસુરત.
**To behold** (બીહોલ્ડ) જોવાને.
**No body likes me**=કોઇ મને ચહાતું નથી.
**Likes** (લાઇક્સ) ચાહે છે.
**For that**=એટલું છતાં.
**I am told**=મને કહેવામાં આવ્યું છે.
**True** (ટ્રુ) ખરૂં.
**It is all very true**=તે સઘળું ખરૂં છે.
**Mischief** (મિસ્ચીફ) નુકસાની; ખરાબી.
**But if...to do**=પણ જો તમારા કરતાં હું અડધી ખરાબી કરતી હોઉં તો.
**Indeed** (ઇન્ડીડ) ખરેખર.
**No better**=વધારે સારી નહિ.
**Fine** (ફાઇન) સુંદર.
**Delicate** (ડેલિકેઇટ) નાજુક.
**Own** (ઓન) કબુલ કરે છે.
**Handsome** (હૅન્ડ્સમ) સુંદર.
**But then there's one thing**=આમ છતાં એક ચીજ છે.
**They cannot put up with**=તેઓ ખમી શકતા નથી.
**Sting** (સ્ટિન્ગ) ડંખ; ચટકા.
**Coat** (કોટ) પોશાક; ચામડી.
**Homely** (હોમ્લિ) સાદી; ભપકા વગરની.
**Plain** (પ્લેઇન) સાદી.
**Harmless** (હાર્મ્લેસ) નિરઅપરાધી; ગરીબ
**Diligent** (ડિલિજન્ટ) ઉદ્યોગી
**Beware** (બીવેર) સાવધ રહેવું.
**Ill-natured** (ઇલનેચર્ડ) ખરાબ સ્વભાવના.
**Fair** (ફેર) સુંદર.
**Though ever so fair**=જો કે ગમે તેટલા સુંદર.

એક ભમરો એક મધમાખને મળ્યો, જે તે વખતે ગણુગણુ કરતો હતો, અને તેને કહ્યું "નાના પિત્રાઇ ભાઈ, તમે મને કહી શકશો કે શા માટે લોકો મારાં કરતાં આટલાં બધાં વધારે તમને ચહાય છે. મારી પીઠ સોના જેવી પ્રકાશિત અને પીળી ચળકે છે; અને મારો ઘાટ જોતાં પણ ઘણો સુંદર છે, તો પણ મને કહેવામાં આવે છે કે કોઇ પણ સખ્સ મને ચહાતું નથી."

"અરે પિત્રાઇ ભાઇ!" તે મધમાખે કહ્યું, "તે સઘળું ખરૂં છે, પણ જો તમારા કરતાં હું અડધી ખરાબી કરતી હોઉં તો, અરે! લોકો તમારા કરતાં મને વધારે ચાહત નહિ."

તમને સુંદર આકૃતિ છે અને નાજુક પાંખ છે. તેઓ કબૂલ કરે છે કે તમો ખુબસુરત છો; આમ છતાં એકજ ચીજ તેઓ નભાવી શકતા નથી અને તે તમારો ડંખ છે. મારી ચામડી તમે જુઓ છો, તે છેક ભપકા વગરની દેખાય છે તો પણ મારી સાથે કદી કોઇ ગુસ્સે થતું નથી, કારણ કે હું મધમાખ ગરીબ અને ઉદ્યોગી છું."

આ નાની વાત પરથી લોકોએ સાવધ રહેવું, કારણ ભમરાની માફક તેઓ ખરાબ સ્વભાવના હશે તો ગમે તેટલા સુંદર હશે તોપણ તેમને કદી કોઇ ચહાશે નહિ.

## The Lion and the Mouse.

**Prowling** (પ્રાઉલિંગ) ભટકતાં; રખડતાં.

**Through** (થ્રુ) થઇને.

**Woods** (ઉવુડ્ઝ) જંગલો.

**Eager** (ઇગર) આતુર.

**Search** (સર્ચ) શોધ.

**Prey** (પ્રે) શિકાર.

By chance (ચાન્સ) ભોગજોગે; દૈવયોગે.

Could not get away–બહાર નીકળી શક્યો નહિ.

To free himself=પોતે છુટા થવાને.

Unwelcome (અનઉવેલ્કમ) નાપસંદ

Crept (ક્રેપ્ટ) ચાલી આવ્યો.

Tiny (ટાઇનિ) નાનો.
Nibbled (નિબલ્ડ) કરડી ખાધું.
Cords (કોર્ડ્ઝ) દોરડાં.
Cords that formed the net=જે દોરડાંની જાળ બનેલી હતી.
It...nibbled=તેણે જ્યાં સુધી એક પછી એક દોરી છુટી પડી ગઇ ત્યાં સુધી તેને પોતાના અણીવાળા દાંતોથી તે દોરડાની બનાવેલી જાળને કરડયા કીધી અને સિંહને છુટો કીધો.
This shows=આ બતાવી આપેછે.
Despise (ડીસ્પાઇઝ) ધિક્કારવું.
We should not despise=આપણે ધિક્કારવું જોઇએ નહીં.
Humblest (હમ્બલેસ્ટ) સૌથી નમ્ર.
May need=જરૂર પડે.
The poor man—ગરીબ માણસ.

શિકારની આતુર શોધમાં ભટકતો સિંહ દૈવયોગે જાળમાં પડયો અને બહાર નીકળી શકયો નહિ. આ નાપસંદ ઘરમાંથી પોતાને છુટા થવાને તેણે ફોકટ ફાંફા માર્યા, એટલામાં જુઓ ! એક નાની સરખી ઉંદરડી પોતાના દરમાંથી બહાર નીકળી આવી. તેણે જ્યાં સુધી એક પછી એક દોરીઓ છુટી પડી ગઇ ત્યાં સુધી તેને પોતાના અણીવાળા દાંતોથી તે દોરડાની બનાવેલી જાળને કરડયા કીધી અને સિંહને છુટો કીધો. આ દેખાડે છે કે જે સર્વથી હલકી ચીજ હોય તેને આપણે ધિક્કરવી ન જોઇએ. કોઇ વખત સર્વથી જોરાવરને જે મદદ સર્વથી ગરીબ માણુસ આપી શકે છે તેની ગરજ પડે છે.

## Persevere.

Persevere (પરસીવીઅર) ખંત રાખો.
Drive (ડ્રાઇવ) મારો; ઠોકો.
Nail (નેઇલ) ખીલો.
Aright (ઍરાઇટ) બરોબર. સીધાં.
Hit (હિટ) ઠોકો; મારો.
Strike (સ્ટ્રાઇક) ઠોકો; મારો.
Iron (આયર્ન) લોઢું.
Red (રેડ) લાલચોળ.
Might (માઇટ) જોર; બળ.
Top (ટૉપ) મથાળું
First (ફર્સ્ટ) પ્રથમ.
Foot (ફૂટ) તળીઉં.
Gazing (ગેઝિંગ) તાકીને જોતાં.
Stumble (સ્ટમ્બલ) ઠોકર ખાવી.

Oft (ઑફ્ટ) વારંવાર
Down cast=ના હિંમત થવું.
Never be down-cast=કદી પણ હીંમત છોડતા નહીં.
Will succeed=ફતેહ પામશે.
At last (ઍટ્લાસ્ટ) છેલ્લે સરવાળે; છેવટે.

(૧) છોકરાઓ, ખીલા ઠોકો મારો, તેના માથા ઉપર મારો. છોકરાઓ, લાખડ લાલચોળ થાય ત્યારે તમારા સઘળા જોરથી ઠોકજો.

(૨) છોકરાઓ, જ્યારે તમારે કમ કરવાનું હોય ત્યારે, તે ખુશીથી કરજો; છોકરાઓ, જે મથાળે પ્હોંચે તેને પ્રથમ ટેકરી ઉપર ચઢવું જોઇએ.

(૩) છોકરાઓ, તળીએ ઉભા રહીને આકાશ તરફ તાકીને જોતાં, જો તમે કદી યત્ન નહીં કરો તો તમે કેવી રીતે ઉપર જઇ શકશો?

(૪) છોકરાઓ, જો કે તમો વારંવાર ઠોકર ખાઓ તો પણ નાહિંમત થતાં નહિ. છોકરાઓ, ફરી ફરીને યત્ન કરજો અને છેવટે તમે ફતેહ પામશો.

## Lessons.

Now's=Now is=હમણા છે.
To study (સ્ટડિ) અભ્યાસ કરવાનો.
Hard (હાર્ડ) સખત.
Work (ઉવર્ક) કામ.
Reward (રીવૉર્ડ) બદલો.
Spell (સ્પેલ) જોડણી કરવી.
Must read=વાંચવું જોઇએ.
Nothing (નથિંગ) કોઇપણ ચીજ.
But (બટ) શિવાય.
Heed (હીડ) ધ્યાન આપવું.
Sure (સ્યોર) દઢ નિશ્ચયવાળો.
Steady (સ્ટેડિ) ધીરજવાળો.
Succeed (સક્સીડ) ફતેહ પામવું.
Would like (લાઇક) ગમે.
Empty (એમ્પ્ટિ) ખાલી.
Purse (પર્સ) કોથળી.
Brain (બ્રેઇન) મગજ.
Worse (વર્સ) વધારે ખરાબ.
With a will=ખુશીથી.
Task (ટાસ્ક) કામ.
Begin (બીગિન) શરૂ કરો.
Now's the time=હવે વખત છે.
Prize (પ્રાઇઝ) ઇનામ.
To win (ઉવિન) મેળવવાને.
Pour (પોર) રેડો; ભરો.
Golden (ગોલ્ડન) સોના જેવું.
Knowledge (નોલેજ) જ્ઞાન.

હાલમાં સખત અભ્યાસ કરવાનો વખત છે; કામ તેનો પોતાનો બદલો આણી આપશે; ત્યારે કામ કરો, કામ કરો, કામ કરો !

આપણે જોડણી કરવી જોઇએ; અને વાંચવું જોઇએ. પાઠ સિવાય બીજી કોઇપણ ચીજ પર ધ્યાન આપવું નહિ. ખાતરીવાળો અને દૃઢ વિચારનો ફતેહ પામશેજ. ત્યારે કામ કરો, કામ કરો, કામ કરો !

ખાલી કોથળી કોને ગમે ? ખાલી મગજ એનાથી પણ વધારે ખરાબ છે. ખુશીથી કામ શરૂ કરો; હમણા ઇનામ મેળવવાનો વખત છે; માટે સોના જેવું જ્ઞાન (રેડો) મેળવો. અને કામ કરો, કામ કરો. કામ કરો !

## What the Sparrow chirps.

Sparrow (સ્પૅરો) ચકલી; ચલીયું.
Chirps (ચર્પ્સ) ચાચીઆરી કરે છે. ચી' ચી' કરે છે.
Low (લો) હલકી.
Degree (ડીગ્રી) જાત.
Life (લાઇફ) જીંદગી.
Value (વ્યુ) કીંમત.
Of little value નજીવી.
Who cares=કોણ સંભાળ લે છે.
Coat (કોટ) ઢાંકણ
Feathers (ફેધર્ઝ) પીંછાં.
Plain (પ્લેઇન) સાદો.
Speck (સ્પેક) ડાઘો.
Crimson (ક્રિમ્ઝન) કીરમજી રંગ.
Show (શો) ભપકો.
Winter (વિન્ટર) શિયાળો.
Shields (શિલ્ડ્ઝ) રક્ષણ કરે છે.
Bordered (બોર્ડર્ડ) કોરવાળો.
Purple (પર્પલ) જાંબુડીઓ; પીરાજી.
Perhaps (પરહૅપ્સ) કદાચ.
Vain (વેઇન) મગરૂર.
Spring time (સ્પ્રિન્ગ ટાઇમ) વસંત ઋતુ.
Cometh (કમેથ) આવે છે.
Spot (સ્પૉટ) જગા.
Barn (બાર્ન) કોઠાર.
Storehouse (સ્ટોરહાઉસ) કોઠાર.
Sow (સો) વાવવું.
Reap (રીપ) લણવું.
Portion (પોર્શન) ભાગ.
To keep (કીપ) રાખવું.
Meal (મીલ) ખોરાક.
Scanty (સ્કૅન્ટિ) થોડાં.

Close picking = મેહનતથી મેળવેલું.
I have always enough =મારી પાસે હમેશાં પુરતું છે.
Life (લાઇફ) જીંદગી.
Meat (મીટ) ખોરાક.
To feed=ખાવાને.
There are=છે.
Sparrows (સ્પૅરોઝ) ચકલીયાં.
World (વર્લ્ડ) દુનિયા
All over the world=આખી પૃથ્વી ઉપર.
Heavenly (હેવન્લિ) સ્વર્ગીય.
Father=પિતા
Heavenly father = સ્વર્ગીય પતા.
Knoweth (નોએથ) જાણે છે.
Are forgotton=વિસારી દેવાય છે.

Weak (વીક) નબળાં.
We are never afraid= અમે બ્હીતા નથી.
Keepeth (કીપેથ) રાખે છે.
Thickest forest (ફૉરેસ્ટ) સૌથી ઘાડાં જંગલમાં.
Light on (લાઇટ) બેસું છું.
Spray (સ્પ્રે) ડાંખળી.
Chart (ચાર્ટ) નકશો.
Compass (કમ્પાસ) હોકાયંત્ર.
Lose (લુઝ) ભૂલવું.
Lose my way=મારો રસ્તે ભૂલો પડતું નથી.
Fold (ફોલ્ડ) બંધ કરું છું.
Twilight ((ટવાઇલાઇટ) ઝળઝળું; સંધ્યાકાળ.
Wherever=જ્યાં જ્યાં.
Happen=જઇ પ્હોંચું.
Harm (હાર્મ) સંકટ.

હું માત્ર નાની ચકલી છું, ને હલકી જાતનું પક્ષી છું; મારી જીંદગી નકામી છે પણ એકજ જણ છે જે મારી સંભાળ રાખે છે. તેણે મને પીછાનું ઢાંકણ આપ્યું છે; હું જાણું છું કે તે ઘણું સાદું છે. તેના પર કીરમજી રંગની છાંટો નથી કારણકે તે દેખાવને વાસ્તે બનાવ્યું નથી. પણ શિયાળામાં તે મને હુંફાળું રાખે છે અને ચોમાસામાં તે વરસાદથી મારૂં રક્ષણ કરે છે. જો તેને સોનેરી કે જાબુડીઆ રંગની કોર કરી હોત તો કદાચ હું તેથી મગરૂર બનત. અને હમણાં વસંત રૂતુ બેસે છે, જે જગ્યા મને સૌથી સરસ પડશે તે જગ્યામાં

આનંદમય ચીચીઆરી કરતાં હું મારે માટે નાનો માળો બાંધીશ.

મારી પાસે કોઠાર કે સંગ્રહસ્થાન નથી, હું વાવતી કે કાપતી નથી; ઇશ્વર મને જોઇએ તેટલું ખાવાનું આપે છે, પણ બચાવવાને વાસ્તે એક પણ દાણો આપતો નથી.

જો કોઇ કોઇ વખત મને ખોરાક ઓછો મળે તો વીણી વીણીને ખાતાં તે મને મીઠો લાગે છે. મારૂં પોષણ કરવાને મને જોઇએ તેટલું મળે છે અને ખાન પાન કરતાં મારી જિંદગી વધારે છે. હું જાણું છું કે ચકલીઓ ઘણી છે. આખી દુનિયાપર હમે છીએ. પણ આપણા સ્વર્ગીય પિતાને અમારામાંનું કોઇ એક જમીન પર પડે છે ત્યારે તેની ખબર પડે છે. જો કે અમે નાનાં છીયે તો પણ અમને ભૂલી જતો નથી; જો કે અમે નબળાં છીએ તોપણ અમે કદી બ્હીનાં નથી. કારણ કે અમે જાણીએ છીએ કે પ્રાણીઓની જીંદગી જેણે બનાવી છે તે એકજ જાણે છે. હું સૌથી ઘાડા જંગલોમાં થઇને ઉડું છું. હું ઘણી ડાળીઓ ઉપર બેસું છું. મારી પાસે નકશો કે હોકાયંત્ર નથી પણ હું મારે રસ્તે ભૂલી પડતી નથી. જ્યાં જ્યાં હું જાઉં ત્યાં ત્યાં ઝળઝળીયાં વખતે હું મારી પાંખો બીડું છું કારણકે પરમેશ્વર હમેશાં તપાસ રાખે છે અને મારાપર કોઇ પણ જાતનું સંકટ આવશે નહિ.

## We are seven.

With many a curl=ઘણા ગુચ્છાવાળા.

That=Which.

Clustered (ક્લસ્ટર્ડ) એકઠા થઇ લટકતા હતા.

Sisters...be ? નાની કુમારિકા, ભાઇઓ અને બહેનો મળીને તમે કેટલાં છો ?

Seven in all=સઘળાં મળી સાત.

Wondering=(વન્ડરિંગ) અજાએબ થઇને.

I pray you tell=હું તમને કહેવાને વિનતી કરૂં છું.

Answered (ઍન્સર્ડ) જવાબ આપ્યો.

Seven are we=We are seven. હમે સાત છીએ.

Conway (કૉન્વે) વેલ્સની ઉત્તરમાં એક શહેર છે.

Churchyard(ચર્ચયાર્ડ) કબ્રસ્તાન. દેવળનો ચોક.
Lie=દટાયલાં છે.
Dwell (ડ્વેલ) રહું છું.
Pray (પ્રે) વિનંતી કરૂં છું.
Sweet maid=વ્હાલી કુમારિકા.
How this may be ?=એમ તે કેમ બને ?
Did reply (રિપ્લાઇ) જવાબ આપ્યો.
Beneath (બિનીથ) નીચે
Limbs=અવયવો
Alive (ઍલાઇવ) ચાલાક.
Are laid=દટાયલા છે.
Ye (યી) તમે.
Graves (ગ્રેવ્ઝ) કબરો.
Green (ગ્રીન) લીલી.
Twelve (ટ્વેલ્વ) બાર.
Steps (સ્ટેપ્સ) પગલાં.
They are side by side= તેઓ એક એકની બાજુએ દટાયલાં છે.
Stockings (સ્ટૉકિંગ્સ) મોજાં.
Often (ઑફ્ન) વારંવાર.
Knit (નિટ) ગુંથું છું.
'kerchief (કરચિફ) Handkerchief. રૂમાલ.

Sing to them=તેમને ગીત સંભળાવું છું.
Sunset (સનસેટ) સુરજનું અસ્ત પામવું તે.
When it is light and fair =જ્યારે ઝળઝળું હોય છે ત્યારે.
Porringer (પૉરિંજર) કટોરો. કાંસીઓ.
Supper (સપર) રાતનું ખાણું.
That=Who.
Died (ડાઇડ) મરી ગઈ.
Bed (બેડ) પથારી.
Moaning (મોનિંગ) વિલાપ કરતી.
Lay (લે) પડી રહી હતી.
Till=જ્યાં સુધી.
Relieved (રિલીવ્ડ) છોડવી. Set free.
Pain (પેઇન) દુઃખ. દરદ.
Went away=મરી ગઈ.
Churchyard(ચર્ચયાર્ડ) કબ્રસ્તાન.
Was laid (લેઇડ) દાટવામાં આવી હતી.
All the summer dry= આખો ગરમ ઉનાળો.
Together (ટુગેધર) સાથે.
Grave (ગ્રેઇવ) કબર.

Was white with snow. બરફથી ઢંકાયલી હતી.
Could slide (સ્લાઇડ) સરી શકતો.
Was forced to go (ફોર્સ્ડ) જવાની જરૂર પડી હતી.(મરી ગયો)
Lies ( લાઇઝ ) દટાયલી છે.
Side by side=એક એકની બાજુએ.
Heaven (હેવન) સ્વર્ગ.
Maiden, (મેડન) કુમારિકા.
Would reply (રિપ્લાઇ) જવાબ આપ્યો.
Master (માસ્ટર) શેઠ.
Are dead, (ડેડ) મરી ગયાં છે.
Spirits ( સ્પિરિટસ ) આત્મા.
It was throwing words away. આ શબ્દો તો ફેંકી દેવાના હતા. (આ એ લવું ફોકટ હતું)
For=કારણકે.
Still, અત્યાર સુધી.
Would have her will, પોતાની મરજી પકડી રહી. હઠ છોડી નહીં.
Nay, ( ને ) નહીં.

મને એક નાની ઝુંપડીમાં રહેનારી છોકરી મળી. તેણીએ કહ્યું, "હું આઠ વર્ષની છું." તેના વાળ ઘણા ગુચ્છાવાળા ભરાવાદાર હતા, જે તેના માથાની આસપાસ એકઠા થઇ લટકતા હતા.

"નાની કુમારિકા, ભાઇઓ અને બહેનો મળીને તમે કેટલાં છો ? તેણીએ કહ્યું, "કેટલાં ? સઘળાં મળી સાત;" અને અજાયબ થઇને મારી તરફ જોયું.

"અને હું તમને કહેવાને વિનંતી કરૂં છું કે તેઓ કયાં છે ?" તેણીએ જવાબ દીધો. "અમે સાત છીએ. અમારાંમાંના બે કાનવેમાં રહે છે અને બે ખલાસી થયા છે.

૪. "અમારાંમાંના બે-મારો ભાઇ અને મારી બ્હેન-કબરસ્તાનમાં છે; અને કબરસ્તાનના ઝુંપડામાં મારી માની સાથે તેમની નજદીકમાં હું રહું છું."

૫. તમે કહો છો કે બે કાન્વેમાં રહે છે અને બે ખલાસી થયા છે તો પણ સાત છો ? હું મેહરબાની કરીને તમને કહું છું, વ્હાલી કુમારિકા, એમ તે કેમ બને ?

૬. ત્યારપછી તે નાની કુમારિકાએ જવાબ આપ્યો, "અમે છોકરા અને છોકરીઓ મળી સાત છીએ. અમારામાંના બે કબરસ્તાનના ઝા નીચે કબરસ્તાનમાં છે."

૭. મારી નાની કુમારિકા, તું અવળસવળ બોલે છે; તારા અવયં ચાલાક છે; જો બે કબરમાં હોય તો, તમે માત્ર પાંચ છો.

૮. તે નાની કુમારિકાએ જવાબ દીધો. તેમની કબરો તાજી અને તેઓ દેખાય પણ ખરા; મારી માના દરવાજાથી બાર કા અથવા જરા વધારે દૂર તેઓ છે; અને તેઓ એક એકની બાજુએ

૯. મારાં મોજાં હું ત્યાં વારંવાર ગુંથું છું, મારો રૂમાલ ઓટું છું, અને ત્યાં જમીન ઉપર હું બેસું છું, અને તેમને ગ સંભળાવું છું.

૧૦. અને સાહેબ, સૂર્યાસ્ત પછી જ્યારે ઝળઝળું હોય છે ત્યારે હું મારો નાનો કટોરો લાવું છું અને મારૂં રાતનું ખાણું ખાઉં છું.

૧૧. પહેલી, જે મરી ગઇ તે નાની જેઇન હતી; જ્યાંસુધી ઇશ્વરે તેને તેના દુ:ખમાંથી મુક્ત ન કરી ત્યાંસુધી પથારીમાં વિલાપ કરતી પડી રહી અને ત્યારપછી તે મરી ગઇ.

૧૨. તેથી કબરસ્તાનમાં તેને દાટવામાં આવી હતી; અને આખો ગરમ ઉનાળો મારો ભાઇ જોન અને હું તેની કબરની આસપાસ સાથે રમતાં હતાં.

૧૩. અને જ્યારે જમીન બરફથી ઢંકાયલી (ધોળી) હતી ત્ર હું દોડી અને લપસી શકતી હતી ત્યારે મારા ભાઇને જવાની જ પડી હતી. (મરી ગયો). અને તે તેની બાજુએ દટાયલો છે.

૧૪. મેં કહ્યું જો તમારામાંના બે સ્વર્ગમાં છે તો તમે કે છો ? તે નાની કુમારિકાએ જવાબ દીધો, અરે શેઠ! હમે સાત છી

૧૫. પણ તેઓ મરી ગયા છે, પેલા બે મરી ગયા છે, તેએ આત્મા સ્વર્ગમાં છે. આ શબ્દો ફેંકી દેવાના હતા (એ બોલવું કે હતું) કારણકે, ઠેઠ સુધી તે નાની કુમારિકાએ પોતાની મરજી પ રાખી, અને કહ્યું નહિ, અમે સાત છીએ.